# વીર વનરાજ

(બાળકો માટે ખાસ લખેલી સચિત્ર વીરકથા)

**
*


લેખક અને પ્રકાશક:

**તારાચંદ્ર પોપટલાલ અડાલજા.**

'વીરની વાતો', 'વીરાંગનાની વાતો',
'અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ',
'પ્રેમ પ્રભાવ', 'હાથવણાટ' વિ. ના કર્તા.

ઠે: કોઠી પાસે, વડોદરા.




'નામ રહંતા ઠાકરા, નાણા નહિં રહંત;
કીર્તિ કેરા કોટડા, પાડ્યા નહિં પડંત.'




આવૃત્તિ ૧ લી:

વિ. સં. ૧૯૮૭ ] પ્રત ૧૧૦૦ [ ઇ. સ. ૧૯૩૧

મૂલ્ય રૂ. ૦-૩-૦

સોલ એજન્ટસ: આર. આર. શેઠની કું.
બુકસેલર્સ પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

કેસરી બાળ ભરી ફાળ શિયાળ
　　　　ટોળામહીં ઝાળ થઈ ઝળઝળાટે,
આખરે ખાંધથી ખાંધ ભીડી લડે
　　　　શીર પડે તો લડે ધડ હુંકાટે;
ડગમગે પહાડ પણ એક ડગ ના ડગે
　　　　પગ ભર્યો જેમ જગથંભ દાટે,
ખેલ ખાંડાં તણા ખેલવા દોહેલા
　　　　અમર જીતા ખરા ખેલ ખાટે.

—દિવાનો.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન.



વીરતાના આ જમાનામાં વીરરસની વાતો વાંચવાનું બાળકોને મન થાય એ સ્વાભાવિક છે. કલ્પિત વાતો કરતાં ઈતિહાસમાં બનેલા સાચા પ્રસંગોને બાળકોને રૂચે એવી રીતે વાર્તારૂપે રજુ કરવામાં આવે તો બાળકોને તે પ્રિય થઈ પડવા સાથે તેમના મન ઉપર સારી અસર થાય એ પણ સ્પષ્ટ છે. એટલા માટે જ વીર વનરાજની આ વાર્તા બાળકો માટે ખાસ લખીને પ્રગટ કરવામાં આવી છે.

'બાળજીવન'ના તંત્રીની ઈચ્છાથી અમે આ વાર્તા ખાસ લખી હતી અને બાળ વાંચકોમાં તે અતિ લોકપ્રિય થઈ પડી હતી. આ અને આવીજ રીતે ખાસ તૈયાર કરેલી ઐતિહાસિક બાળ–વાર્તાઓનાં નાનાં નાનાં પુસ્તકો પ્રગટ કરવામાં આવે તો બાળકોને તે ઉપયોગી નિવડે એવી અનેક સ્નેહીજનોની સૂચનાના પરિણામે આ વીર વનરાજની વાર્તા પુસ્તક રૂપે બાળ વાંચકો સમક્ષ રજુ થાય છે.

અમારી વીરરસથી ભરપૂર વાતોના સચિત્ર સંગ્રહો —વીરની વાતો પુસ્તક ૧, ૨, ૩ એટલા લોકપ્રિય નીવડયા છે કે માત્ર પુરૂષવર્ગજ નહિં, પરંતુ સ્ત્રીઓ અને બાળકો પણ તે હોંસથી વાંચે છે; છતાં આવી વાતો બાળકોને રૂચે તેવી ખાસ શૈલીમાં લખવામાં આવે તો તે બાળકોને માટે પ્રેરક અને સંસ્કારી સાહિત્ય પુરૂં પાડે એમ લાગવાથી એ દિશામાં બની શકતી સાહિત્યસેવા કરવાની અમારી ઉમેદ છે.

આ ' વીર વનરાજ ' નો જો બાળવાંચકો તરફથી સારો સત્કાર થશે તો એના જેવાજ બીજા વીર નરોની વીરરસથી ભરપૂર વાતો સુંદર ચિત્રો સાથે પ્રગટ કરવામાં આવશે.

' વીર વનરાજ ' બાળકોને વીરતાના દર્શન કરાવી તેમનામાં સાહસ, શૌર્ય અને શક્તિ પ્રેરે એજ શુભેચ્છા. પ્રભુ એ ઇચ્છા પાર પાડે !

**વડોદરા,**
અક્ષયતૃતિયા,
વિ. સં. ૧૯૮૭.

લેખક.



શ્રીદેવીએ વનરાજને રાજતીલક કર્યું... [પૃ ૩૦

# વીર વનરાજ.



# વીર વનરાજ

: ૧ :

રાજા કચેરી ભરીને બેઠો છે. ઇંદ્રરાજાના દરબારને ભુલાવે એવી શોભા જામી રહી છે. દરબાર હેકડાઠઠ ભરાતો જાય છે. નૃત્ય અને સંગીતની રમઝટ લાગી રહી છે. બધાય તે જોવા સાંભળવામાં તલ્લીન બની ગયા છે.

એવામાં કચેરીમાં એક પરદેશી આવે છે. ઝુકીને રાજાને નમન કરે છે. એની કીર્તિનું કાવ્ય લલકારે છે.

'રંગ છે! રંગ છે!' એવા પડકારા થાય છે. બધાય કવિના વખાણ કરે છે. રાજા તો ખુશ ખુશ થઈ જાય છે.

"કહો કવિરાજ ! ક્યાંથી આવ્યા ?"

"આવું છું તો પંચાસરથી. એવી રસાળ ભૂમિ છે કે કંઈ કહેવાનીજ વાત નહિ. લક્ષ્મીદેવીનો તો ત્યાં નિરંતર વાસ છે. જાણે ઇન્દ્રપુરી જ જોઇ લ્યો. અને ત્યાંનો રાજા ! વાહ, ભાઈ, વાહ ! એનું તો મૂલજ ન થાય ! અતિ ઉદાર, જબરો શૂરવીર, ડહાપણનો તો જાણે ભંડાર ! પોતાના અદ્‌ભૂત પરાક્રમથી તેણે જયનો શિખર ખડો કર્યો છે તેથી તે જયશિખરી નામથી પ્રખ્યાત છે. એ ચાવડા વંશનો કુળદીપક છે. અને એની પટરાણી રૂપસુંદરી ! નામ તેવાજ ગુણ ! નર્યો રૂપરૂપનો અંબાર ! ઇન્દ્રની અપ્સરાને ય ભૂલાવી દે ! રાણીના ભાઇ શૂરપાળ જેવો ધીર વીર અને ગંભીર તો એ રાજાનો સેનાપતિ છે. સાળો બનેવી ધારે તો ભેગા મળીને ઇન્દ્રાસન પણ ડોલાવી મુકે ! પણ એમને શી કમીના છે ? જેવી લક્ષ્મીની લહેર તેવીજ સરસ્વતી દેવીની મહેર ત્યાં વરસે છે. આ વિદ્યા મેં ત્યાંજ સંપાદન કરી છે. મારૂં નામ શંકર. હું દિગ્વિજય કરવા નીકળ્યો છું."

આખી કચેરી થંભી ગઈ. રાજા તો આ સાંભળીને સડકજ થઈ ગયો.

એકાએક રાજાને કંઈ વિચાર સુઝ્યો. તેણે પોતાની મૂછે હાથ નાખ્યો.

રાજાનો માનીતો કવિ કામરાજ એ ઈસારો સમજી ગયો. તેણે શંકર સાથે કાવ્યશાસ્ત્રનો વાદ-વિવાદ કરવા માંડ્યો.

પરંતુ ક્યાં શંકર અને ક્યાં કામરાજ? જેમ ભગવાન શંકરે કામને જીત્યો હતો તેમ આ કવિ શંકરે પણ કામરાજનો પરાજય કર્યો.

ઘડી પહેલાં જ્યાં આનંદકલ્લોલ થઈ રહ્યો હતો ત્યાં ઉદાસીનતા ફેલાઈ ગઈ. રાજાના કવિઓના મ્હોં તો કાળાં ધબ થઈ ગયાં. રાજા પણ મનમાં ને મનમાં બળવા લાગ્યો, અને શંકર કવિએ જે રાજાના ભરી ભરીને વખાણ કર્યાં હતાં તે રાજાને દંડ આપવાનો તેણે પોતાના મનમાં ઠરાવ કર્યો.

આ રાજા તે ગુજરાતની દક્ષિણે આવેલા કલ્યાણનગરનો રાજવી ભૂવડ.

: ૨ :

શંકર કવિ તો દિગ્વિજય કરીને મનમાં હરખાતો પાછો પંચાસર આવે છે, અને પોતાના રાજા જયશિખરીને બધી વાત જણાવે છે.

જયશિખરી સમજી જાય છે. એ હવે ચેતીને ચાલે છે. એવામાં તો એક દિવસ ગામડીયા ધા નાખતા આવે છે. 'શત્રુઓ ગામડાં લુંટે છે, અને પોતાને ઘર-બાર છોડીને જીવ બચાવવા નાસી જવાનો વખત આવ્યો છે' એવો પોકાર કરે છે. રાજા તેમને ધીરજ આપી લડવાની તૈયારી કરે છે, અને શત્રુના સેનાપતિ મિહિરને એક કાગળ લખે છે.

મિહિર તો કાગળ વાંચીને ચમચમી ઉઠે છે. કાગળમાં જયશિખરીએ લખ્યું છે, "કુતરાને પથરો માર્યો હોય તો મારનારના ભણી નહિ થતાં તે પથરાને બચકાં ભરે તેમ તું કરે છે. મારા સેનાપતિ શૂરપાળના હાથનો અનુભવ હોવા છતાં તું શી ઈચ્છાથી લડવા આવ્યો છે? લડવું હોય તો અમે તૈયારજ છીએ. પણ બિચારા ગામડીયાઓ ઉપર શા માટે ત્રાસ વર્તાવે છે? વીરનરને આવું ન શોભે!"

મિહિર તો ગુસ્સાથી રાતો પીળો થઈ ગયો. તેણે જવાબ લખ્યો કે: "જો તારા રાજની ખુવારી કરવી ન હોય તો તું મ્હોંમાં લીલું તરણું ઘાલીને અમારા રાજા ભૂવડને શરણ થા. નહિ તો લડાઈમાં તારો ભૂક્કો વેરાઈ જશે."

જયશિખરી એમ થોડોજ ડરી જાય તેવો હતો? શત્રુનો સંહાર કરવા તે તત્પર બન્યો.

મિહિરના કાગળની તો શૂરપાળને ખબરે ન્હોતી. એ પોતાના માણસો સાથે શત્રુઓ ઉપર તૂટી પડ્યો. ઘાસ કાપતો હોય તેમ પોતાની તીખી તલવારથી તેણે દુશ્મનોનાં માથાં વાઢી નાંખ્યાં, ભૂવડના માનીતા પટાવત ચંદના પેટમાં તલવાર ખોસી દીધી, અને દ્વંદને ઠેકઠેકાણે ઘાયલ કરીને તેનો નાશ કર્યો. વેદ પોતાની ફજેતી થશે એમ માનીને સન્યાસીના વેષમાં છુપાઈને કાશીએ જતો રહ્યો. સેનાપતિ મિહિર પણ નિરાશ થઈને નાસી ગયો.

ભૂવડે આ ખબર જાણ્યાં એટલે તે ક્રોધે ભરાયો. છાવણીમાં આવીને પોતાના સૈનિકોને ઉશ્કેરીને તેણે પંચાસર ઉપર હલ્લો કર્યો.

ભૂવડની સેના તે કંઈ સેના? જાણે માણસોનો મોટો દરિયો!

આટલી મોટી સેના સામે થોડાં માણસો કેમ ટકી શકે? જયશિખરીએ ખુલ્લી લડાઈ કરવાનો વિચાર માંડી વાળ્યો અને પંચાસરના કિલ્લામાં રહીને લડવાનું નક્કી કર્યું.

સવાર થાય અને ભૂવડ કિલ્લા ઉપર હલ્લો કરે. પણ જયશિખરીનાં માણસો એવાં મરણિયાં બનેલાં કે એને ફાવવા જ ન દે. બાવન દિવસો સુધી આમ ચાલ્યું. બાવન દિવસો સુધી પંચાસરને ઘેરો ઘાલ્યો છતાં શત્રુ ન ડગ્યો એટલે ભૂવડ તો થાકયો અને હવે શું કરવું તેના ઉંડા વિચારમાં ઉતરી પડયો.

મિહિરે તેને સલાહ આપી કે કોઇ પણ રીતે શૂરપાળને ફોડવો. આકડાના દુધ વતી કાગળ લખીને ભૂવડે શૂરપાળ ઉપર મોકલ્યો. તેના ઉપર કંકુ ચોળીને શૂરપાળે તે વાંચ્યો. વાંચતાંજ તેના મ્હોંમાંથી અરેરાટી નીકળી ગઇ, "અરરરર! આ રાજાને આવી કુમતિ સુઝે છે? હું વિશ્વાસઘાતી બનું? તો તો મારી જનેતાની કુખ લાજે!"

શૂરપાળે જવાબ લખ્યો કે, "પાણી એકવાર જે દુધ સાથે મળી ગયું તે તેમાંથી જુદું પડતું નથી, તેમ હું જયશિખરીથી જુદો પડી શકતો નથી. ઓ મૂર્ખના શિરોમણી! હું ઉંચા કુળનો છું. મને ફોડવાની આશા તું કેમ રાખે છે? તું ત્રણ લોકનું રાજ્ય આપવાનું કહે તો પણ હું ચળું તેમ નથી!"

થયું. શૂરપાળની મદદ મેળવવાની આશા ભાંગી

પડી. અંતે ભૂવડે પોતાના સૈનિક ભટને ઉશ્કેર્યો. તે મરણિયો બનીને ધસ્યો. જયશિખરીનાં માણસોનો તેણે કચ્ચરઘાણ વાળી નાખ્યો. પરંતુ શૂરવીર શૂરપાળે તેને મરણતોલ ઘાયલ કરી દીધો.

અંતે ભૂવડના સૈન્યે જયશિખરીની સેનાને પાછી હઠાવી, અને કિલ્લાની પશ્ચિમ બાજુ તોડી નાખી.

હવે વધુ વખત નહિ ટકાય એમ ધારીને જયશિખરીએ શૂરપાળને કહ્યું, “ તારી બ્હેન રૂપસુંદરી ગર્ભવતી છે. માટે તેને કોઈ નિર્ભય સ્થળે લઇ જા. એમ કરવાથી મારો વંશ કાયમ રહેશે. ”

શૂરપાળે આવા વખતમાં તેને છોડીને જવાની ના પાડી, પણ જયશિખરીના અતિ આગ્રહને વશ થઇને તે રૂપસુંદરીને લઇને ચાલી નીકળ્યો.

ભૂવડે જયશિખરીને કહેવરાવ્યું કે, ‘ હારેલા રાજાની માફક તું મ્હોંમાં તરણું લઇને અવળા હાથ બાંધીને મારે શરણે આવ અને મારા પગે પડ. એમ કરીશ તો તારૂં રાજ્ય તને પાછું સોંપીશ. ’

પણ ચાવડા વંશનો કુળદીપક એમ કરે કે ? તેણે તો ચોકખો ને ચટ જવાબ આપી દીધો કે, ‘ એવી શરમ ભરેલી જીંદગી હું જીવવા માગતો નથી. મારા

રાજ્યને બદલે લડાઇમાં મરવાથી મને સ્વર્ગ પ્રાપ્ત થશે તે હું વધારે સારૂં માનું છું. તેથી મારી અને મારા કુળની કીર્તિ વધશે.'

ખૂબ લડાઇ જામી. અસંખ્ય માણસો મરાયાં. અંતે જયશિખરી પણ મરાયો. તેની લાશ મેળવવા માટે દાસીઓ હાથમાં ભૂંગળ લઇને દોડી આવી.

ભૂંગળની મદદથી શત્રુઓને પાછળ હઠાવીને તેમણે લાશ લઈ લીધી. ચંદનની ચિતા ખડકીને તેમાં બીજી રાણીઓ જયશિખરીની લાશ સાથે બળી મૂઇ.

ભૂવડ વિજયી બન્યો. જયશિખરીના શૌર્ય માટે તેને માન ઉપજ્યું હતું, તેથી તે બળી મુઓ ત્યાં 'ગુર્જરેશ્વર' નામનું શિવાલય તેણે બંધાવ્યું. પોતાના તરફથી એક સુબાને ત્યાં રાખીને ભૂવડ પાછો કલ્યાણી આવ્યો.

: ૩ :

ભાઈ બ્હેન ચાલ્યાં આવે છે. બંનેના ચ્હેરા ઉપર ઉંડી ઉંડી ચિંતા જણાય છે.

ભાઈ બ્હેનને ધીરજ આપે છે, અને તેને રેવતાચળમાં ભીલોના શરણે મૂકીને પાછો જાય છે.

× × × ×

પંચાસર પાછો આવીને શૂરપાળ જુએ તો ત્યાં બધું નાશ પામેલું દીઠું. શત્રુને મારવાનો કે મરવાનો તેને વિચાર થયો. એજ ઘડીએ પોતાની બ્હેન યાદ આવી. પોતે મરે તો પછી એને કોનો આધાર ? ‘ પ્રભુ કરે અને એને પુત્ર અવતરે તો કદાચ રાજ્ય પાછું મેળવવામાં હું મદદરૂપ પણ થઈ શકું ’ એવો વિચાર આવતાં તે લડવા ન જતાં સારા અવસરની વાટ જોતો ગિરનારમાં છુપાઈ રહ્યો.

શૂરપાળ તો રૂપસુંદરીને ભીલોના આશ્રયે મૂકી ગયો, પણ રાણીને તો કંઇ ચેન પડે નહિ. હિંડોળાખાટે ઝુલનારી રાણીને પર્વતની ગુફાઓમાં કે ભીલોની ઝુંપડીઓમાં જમીન ઉપર સૂવું પડે, ભાત ભાતના ભોજનો ખાનારને કંદમૂળ ફળફળાદિ કે હલકાં ધાન ઉપર નિભાવવું પડે, અને જેની સેવામાં હજારો દાસીઓ ખડેપગે રહેતી તેને આમ પારકા આધારે રહેવું પડે તે કેવું વસમું લાગે !

છતાં રાણી તો—

‘ હારીએ ન હિંમત, વિસારીએ ન હરી નામ;
જાહી બિધ રાખે રામ, તાહી બિધ રહીએ: ’

એ વચનો યાદ કરીને સમયને આધીન થવાનો યત્ન કરે છે.

**રૂપરૂપના અંબાર જેવી રૂપસુંદરીને જોઇને ભીલડી બીચારી આભી બની જાય છે!*** 'આવું રૂપ ઘડવા ભગવાન કે'દી નવરો પડયો હશે ' એવા ઉંડા વિચારમાં તે ઉતરી જાય છે, અને ખરેખર આ તો કોઇ દેવાંશી સ્ત્રી હશે એવી કલ્પના કર્યા કરે છે. એના રાજતેજથી ભીલડી અંજાઈ જાય છે અને પૂજ્યભાવે તેની સેવાચાકરી કરે છે. એ એનાથી ઘડીવાર અળગી થતી નથી. એના મોઢામાંથી પડતો બોલ ઝીલી લેવા તે રાતદિવસ ખડેપગે તૈયારજ હોય! એને કોઈ વાતે ખોટું ન લાગે તેની એ પુરતી કાળજી રાખે, એનું દુઃખ વિસારે પાડવાનો પ્રયાસ કરે, અને રાણી જે રીતે સુખી થાય તે રીતે એને રાજી રાખવાનો યત્ન કરે.

રાણી પણ સંજોગોને અનુકુળ બની જાય છે અને ભીલો તરફથી જે જાડો પાતળો ખોરાક મળે તેના ઉપર દિવસો ગુજારે છે. તેની શોધમાં ફરતા ભૂવડના માણસોની જાળમાં ફસાઇ જતાં બચવાને માટે તેને આજે અહીં તો કાલે તહીં એમ ઠેકઠેકાણે ફરવું પડે છે અને જંગલની ઘટામાં કે પર્વતની કોતરોમાં છુપાઇ રહેવું પડે છે.

---

* જુઓ પૃ. ૧૧ ઉપરનું ચિત્ર.

૧૨૫૪૨૯



રૂપરૂપના અંબાર જેવી રૂપસુંદરીને જોઇને ભીલડી આભી બની જાય છે !
[ પૃ. ૧૦ ]

આવી સ્થિતિમાં એક શુભ ચોઘડીયે રૂપસુંદરીને એક દીકરો અવતરે છે. દીકરો તે કંઈ જેવોતેવો ! જાણે શૂરવીરતાનો નર્યો અવતાર ! જનમ્યો ત્યારથીજ એવી ચપળતા કે એને જોતાં જ એમ લાગે કે આ કોઈ જબરો પુરૂષ પાકશે !

રાણીની સેવાચાકરી કરનાર ભીલડી તો એ બાળકના લલાટ સામે જોયાજ કરે છે ! આના ભાગ્યમાં રાજ્ય લખાયું છે તેથી એ જરૂર રાજા થશે એમ કહીને તે મનમાં મલકાયા કરે છે !

એ ભીલડી એને હેતથી હિંચોળે છે. પણ એને સુવા માટે સોના રૂપાનું ઘોડીયું કે હિંચોળવા માટે હીરની દોરી નથી. એને તો ઝાડની ડાળી સાથે બાંધેલી ઝોળીમાં સુવું પડે છે.

ભીલડી તો એ બાળક ઉપર પોતાના પ્રાણ પાથરે છે. જ્યારે જુઓ ત્યારે એતો બાળકની પાસે ને પાસે. એને નવરાવે, ધોવરાવે અને હાલરડાં ગાઈને સુવરાવે. બાળક સુતો હોય ત્યારે પણ એ એનાથી અળગી ન થાય. એ જાગી જાય ત્યારે એને હસાવે ખેલાવે અને જંગલમાંથી ભાતભાતના ફુલપાન લાવીને એને રમતે ચડાવે. **રૂપસુંદરી તો હિંચકો નાખતાં પણ**

**પોતાના પુત્રની તેજસ્વી કાંતિ નિરખ્યાજ કરે! ***

એમ કરતાં કરતાં બાળક છ મહિનાનો થાય છે.

નસીબ જોગે જૈન યતિ **શીલગુણસૂરિ** ત્યાં આવી ચડે છે. ઝાડની ડાળીએ લટકતા ખોયામાં સુતેલા પ્રતાપી બાળક તરફ એની નજર જાય છે. એનું લલાટ અને હાથપગની રેખાઓ જોઇને એ કોઇ રાજવંશી બાળક છે એવી શંકા થાય છે.

યતિ તપાસ કરે છે. એને ખબર પડે છે કે આતો પંચાસરનો રાજકુમાર છે!

પછી તો પુછવુંજ શું? આવા બાળકને અહીં વગડામાં રહેવા દેવાય?

યતિ રૂપસુંદરીને મળે છે. તેને દિલાસો આપે છે. તેના પુત્ર સાથે તેને ઝાલાવાડમાં વણોદ ગામમાં પોતાને અપાસરે લઇ જાય છે.

: ૪ :

કુંવર વનમાં જનમ્યો તેથી તેનું નામ પાડયું વનરાજ. વનરાજ એટલે સિંહ. સિંહથી પણ ન ડરે એવો તે નિડર હતો!

---

* જુઓ પૃ. ૧૫ ઉપરનું ચિત્ર.

યતિએ તેને રાજશાસન અને નીતિશાસ્ત્રમાં પ્રવીણ બનાવ્યો, અને ઉત્તમ રાજા બની શકે તેવી વિદ્યા શિખવી.

'પુત્રનાં લક્ષણ પારણામાં જણાય' તેમ નાનપણથીજ તે બળવાન અને હિંમતવાન હતો. છોકરાઓ રમતા હોય કે હોળી ખેલતા હોય ત્યાં પણ વનરાજ સૌને હંફાવે અને પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરી બતાવે.

શૂરપાળને **વનરાજ**ના જન્મના ખબર મળ્યા ત્યારે તે બહુ આનંદ પામ્યો હતો. પછીથી યતિ તેને લઈ ગયા તે ખબર પણ તેને મળ્યા. વખતો વખત તે તેની ખબર કઢાવતો. તેને એમ લાગ્યું કે હવે **વનરા**જને ધનુર્વિદ્યા અને શસ્ત્રવિદ્યા શિખવવી જોઈએ.

શૂરપાળ **વનરાજ**ને પોતાની પાસે લઈ આવે છે, અને ધનુર્વિદ્યા શીખવે છે. ભાણેજની નિશાન તાકવાની હુંશીયારી જોઈને મામો છક થઈ જાય છે !

**પોતાના કામઠાની કમાન વાળીને તેના ઉપર તીર ચડાવીને વનરાજ એવું તો આબાદ નિશાન તાકે કે***

---

* જુઓ પૃ. ૧૯ ઉપરનું ચિત્ર.



રૂપસુંદરી તો હિંચકો નાખતાં પણ પોતાના પુત્રની તેજસ્વી કાંતિ નિરખ્યા જ કરે!

[પૃ. ૧૩]

ધારેલી વસ્તુને બરાબર વીંધી નાખે ? તીર એવા તો જોસથી છુટે કે સનનન અવાજ કરતું ઉડે અને આંખના પલકારામાં તો ધારી વસ્તુને પાડે.

ભાણેજનું પારખું લેવાનો મામાને વિચાર થાય છે. નિશાનબાજી ખેલવાના બ્હાને તેને ગીચ જંગલમાં લઇ જાય છે. ઉંડી ઉંડી કોતરોમાંથી હિંસક પશુઓની ત્રાડ સંભળાય છે. ભાણેજ હર્ષઘેલો બને છે.

" મામા, એકાદ સિંહને અહીં આવવા તો દ્યો. એકજ તીરે એને પુરો ન કરી નાખું તો મારૂં નામ વનરાજ નહિં ! "

વનરાજ હોંસમાં ને હોંસમાં પોતાનું કામઠું સંભાળે છે, ધનુષ્યની પણછ કાન સુધી ખેંચે છે, ભાથામાંથી તીર કાઢીને એ કોતર તરફ જોઇ રહે છે, ક્યારે એ હિંસક પ્રાણી નજરે પડે એવી તાલાવેલી તેને થાય છે.

એટલામાં તો માણસની ગંધ આવતાં એક પ્રચંડ વનકેસરી કોતરમાંથી બહાર ધસી આવ્યો. ગર્ભિણીના ગાભ છુટી જાય એવી ત્રાડ મારીને તેણે પોતાની કેશવાળી ખંખેરી અને ભડભડ બળતી મસાલો હોય તેવી તગતગતી આંખો વનરાજ ઉપર સ્થિર કરીને એને પોતાના પંજામાં લેવા ટાંપી રહ્યો.

**વનરાજે ધનુષ્યનો ટંકાર કર્યો. એ દિવ્ય ટંકારથી સિંહ ચમક્યો. તેણે ફરીથી ત્રાડ મારી.**

બરાબર નિશાન તાકીને **વનરાજે** તીર છોડયું. **સનનન અવાજ કરતું તીર છુટયું,* અને બરાબર સિંહના શરીરમાં પેસી ગયું.** એ હિંસક પ્રાણીના પ્રાણ નીકળી ગયા.

ભાણેજનું પરાક્રમ જોઈને મામાની છાતી ગજગજ ઉછળી.

ધનુર્વિદ્યામાં પારંગત કર્યા પછી શૂરપાળ એને તરવારની પટાબાજીમાં પ્રવીણ બનાવે છે; અને બરછી, ભાલો, કટાર વગેરે હથિયારો કેમ ચલાવવાં, શત્રુ ઉપર કેવી રીતે ઘા કરવો, અને શત્રુનો ઘા કેવી રીતે ચૂકાવવો, એ બરાબર બતાવી દે છે. એની પરીક્ષા કરવા માટે તે વખતોવખત ભીલોને ભેગા કરીને રમતની લડાઈ ગોઠવે છે, અને બધા ભીલોના દેખતાં વનરાજને એકાદ ભીલ સાથે દ્વંદ્વયુદ્ધ ખેલવાનું કહે છે. **એક હાથમાં તરવાર અને બીજા હાથમાં ઢાલ લઈને વનરાજ વીરનરની માફક ભીલની સાથે પટાબાજી ખેલે છે.**+ ભીલ પણ બરાબર દાવપેચ ખેલે છે, પણ વનરાજ કુશળતા-

---

* જુઓ પુંઠા ઉપરનું ચિત્ર. + જુઓ પૃષ્ઠ ૨૫ ઉપરનું ચિત્ર.

પૂર્વક એના ઘા ચૂકવે છે અને યુદ્ધમાં એને હરાવીને પોતે વિજય મેળવે છે.

બધા ભીલો હર્ષનાદથી એને વધાવી લે છે.

મનની સાથે તન કેળવવા પાછળ પણ મામો પુરતું લક્ષ આપે છે. હથિયારની મદદ વિના પણ શત્રુની સાથે ટક્કર ઝીલી શકાય તે માટે શરીરને ખૂબ કસીને મજબૂત બનાવવા માટે તે કસરત અને કુસ્તીની ગોઠવણ કરે છે. ભીલો પાસેથી તાલિમ લઇને **વનરાજ** કુસ્તીબાજ બની જાય છે. ઘણીયે વખત ભીલોને ભેગા કરીને **વનરાજ એકાદ ભીલની સાથે મલ્લકુસ્તી કરે છે.*** એક પણ હથિયાર પાસે રાખ્યા વિના માત્ર શારીરિક બળ અને કુનેહથી તે ભીલને હરાવી દે છે. **વનરાજ**નું પરાક્રમ જોઇને ભીલો પ્રસન્ન થાય છે.

મામો આ બધું જોઇને મનમાં મલકાય છે અને ભાણેજની પીઠ થાબડી–તેને શાબાશી આપતાં તેના વખાણ કરવા મંડી જાય છે.

“ મામા ! એ બધો પ્રતાપ તમારો ! તમે હો નહિ ને આ રખડતો **વનરાજ** યુદ્ધકળાનું આવું જ્ઞાન

* જુઓ પૃષ્ઠ ૨૯ ઉપરનું ચિત્ર.



કામઠાની કમાન વાળીને તેના ઉપર તીર ચડાવીને વનરાજ એવું તો આબાદ નિશાન તાકે કે...............[ પૃ. ૧૪ ]

**વી ર વ ન રા જ**

મેળવવા ભાગ્યશાળી નિવડે નહિ. મારા માટે આપ કેટલી બધી કાળજી રાખો છો ? આપનું નામ તો સ્વામિભક્ત શૂરપાળ તરીકે અમર રહેશે. ”

“ પરંતુ હું તો મારા ભાણેજનું—તારૂં નામ ઇતિહાસમાં અમર કરવા ઇચ્છું છું **વનરાજ** ! તું ચાવડા વંશનો ઉજ્જવળ કુળદીપક અને ગુજરાતનો શ્રેષ્ઠ રાજા નિવડે—ભૂવડનો પરાજય કરીને તારા પિતાનું રાજ્ય પાછું મેળવે એજ મારા અંતરની અભિલાષા છે ! ”

“આપની આશિષ ફળો, મામા ! પણ આપના ઉપકારનો બદલો તો કદી નહિ વાળી શકાય. ”

## ; ૫ ;

મામાના શબ્દો **વનરાજ**ના અંતરમાં તીરની માફક પેસી જાય છે. ‘મારા પિતાનું રાજ્ય મેળવવું ! હા, હવે તો બસ એજ ! પણ તે મેળવવું કેવી રીતે ? નથી મારી પાસે ધન, નથી લાવલશ્કર ! ’

એકાએક એને વિચાર સુઝયો. ચોરી, લુંટફાટ અને બહારવટું એજ તેને આગળ વધવાના સાધનો હતા. એ માર્ગે ધીરે ધીરે આગળ વધી શકાશે એમ તેને લાગ્યું. તેણે પોતાની એક ટોળી ઉભી કરી, અને

ચોરી તથા લુંટફાટની શરૂઆત કરી દીધી.

રાતને સમયે **વ**નરાજ પોતાના માણુસોને લઇને કાકર ગામમાં એક શેઠનું ઘર ફાડવા આવે છે. માણુસોને બહાર રાખીને પોતે એકલો ઘરમાં પેસે છે. અંધારે અંધારે કોઠો શોધી કાઢે છે. તેમાં હાથ નાંખે છે. કેટલાક દાગીના કાઢે છે. પૈસા માટે હાથ ફેરવી ફાંફાં મારે છે તેવામાં કોઈ સુંવાળી વસ્તુ ઉપર હાથ પડે છે. અરર ! આ તો દહીંનું ગોરસ ! આ તો અપ-શુકન થયા ! તરતજ તે બધા દાગીના ત્યાંજ રહેવા દઇને ચોરી કર્યા વિના પાછો ફરે છે.

સવારે શેઠની બ્હેન—**શ્રી**દેવી જાગીને ગોરસ કાઢવા જાય ત્યાંતો દહીંમાં કોઇના પંજાની આકૃતિ ! અજવાળે જોયું તો પંજાની રેખેરેખા દેખાઇ. આવી રેખાવાળા હાથ હોય એ તો મહાન પ્રતાપી પુરૂષ હોય ! ખરેખર જંગલમાં રખડતો **વ**નરાજ આવ્યો હશે !

**શ્રી**દેવી તો એને ભાઇ માને છે. એના દર્શન કર્યા વિના જમવું નહિ એવું નિમ લે છે. શોધ કરા-વીને **વ**નરાજને ખાત્રી આપે છે કે તમારો વાળ વાંકો નહિ થાય. વિશ્વાસ આવતાં વનરાજ રાતને વખતે છાની રીતે શ્રીદેવીને ત્યાં આવે છે.

શ્રીદેવી તો વનરાજને જોઈને હરખાઈ જાય છે. ભાતભાતના ભોજન બનાવીને તે પોતાના ધર્મના ભાઈને જમાડે છે. એને નાણાની મદદ કરે છે.

"બ્હેન, આ રખડતા રઝળતા ભાઈની તું આટલી બધી આગતા સ્વાગતા કરે છે, પરંતુ તેનો બદલો આપી શકું એવું હાલમાં મારી પાસે કંઈ નથી. પ્રભુ વખત આપશે ત્યારે તને કદી નહિ ભૂલું." વનરાજ શ્રીદેવીનો ઉપકાર વાળવાનો નિશ્ચય કરે છે.

× × ×

"ઉભો રહે, એ વાણિયા! આ ઘીનું કુલ્લુ ક્યાં લઈ ચાલ્યો? મૂકી દે ઝટ, નહિતો માર્યો ગયો સમજજે!" થથરાવી નાખે તેવા સત્તાવાહક સ્વરે લુંટારાએ આજ્ઞા કરી.

વાણિયો ઉભો રહ્યો. જરા પણ ડર્યા વિના દ્રઢતાપૂર્વક એ લુંટારા સામે જોઈ રહ્યો.

"કેમ? મોતનો ડર નથી? મૂકી દે આ કુલ્લુ નીચે!"

વાણિયો હસ્યો. તેણે પોતાના ખભા ઉપર ભાથામાંથી તીર કાઢયાં. એક, બે, ત્રણ, ચાર, પાંચ, એમ ગણવા લાગ્યો. પાંચ તીરમાંથી ત્રણ

ભાથામાં પાછા મૂકતાં તેણે બે તીરના એ લુંટારાના દેખતા કટકા કરી નાખ્યા.

લુંટારો આશ્ચર્યચકિત થયો. "અલ્યા, આ શું કર્યું? તીરના ટુકડા કેમ કર્યા?"

"તમે તથા તમારા બે સોબતી મળી ત્રણ-જણા છો તેને માટે આ ત્રણ તીર બસ છે. દરેક એક એક તીરના ઘરાક છો એવી મારી ખાત્રી હોવાથી વધારાના બે તીરનો ભાંગીને ભુક્કો કરી નાખ્યો."

લૂંટારો દિગમૂઢ બન્યો. આવો હિંમ્મતવાન વાણિયો ભેગો ભળે તો કેવી મઝા આવે? વીરતા અને બુદ્ધિ બંન્નેનો લાભ મળી શકે!

"એટલો બધો હુંશિયાર હોય તો પેલા ઝાડની ટોંચે જે ફળ લટકે છે તેને નિશાન માર, જોઉં."

વાણિયાએ કામઠું લીધું, પણછ ખેંચી, અર્જુન જેવા બાણાવળીની માફક ધનુષ્યનો ટંકાર કર્યો અને બાણ ચઢાવીને નિશાન તાકીને એવું તો છોડયું કે બરાબર એ ફળને વીંધી નાખ્યું. ફળ અને તીર બંન્ને નીચે પડયા.

"કેવો હુંશિયાર તાકોડી! જા, ભાઈ જા, તું

તો કોઇ રાજ્યનો પ્રધાન થવાને સરજાયો છે. તારૂં નામ ?"

"જમ્બ અથવા ચાંપો !"

"ચાંપાભાઈ, તમારી નિડરતા જોઇ હું પ્રસન્ન થયો છું. મારૂં નામ **વનરાજ**. વખત આવ્યે તમને નહિ વિસારૂં."

ત્યારથી **ચાંપો** પણ **વનરાજ**નો મદદગાર બન્યો.

× × × ×

"**અનહિલ** ! હવે કયે રસ્તે જઈશું ? ભૂવડના માણસો તો આપણી પાછળ ખાઈ પીને લાગ્યા છે, આપણા જવા આવવાના માર્ગોની તેઓ ચોકી કરેછે."

"**વનરાજ** બાપુ ! એમાં ગભરાવાનું શું છે ? આ **અનહિલે** અહીંનો એકે એક માર્ગ, અરે એકે એક કેડી ખુંદી નાંખી છે. હવે વળી બીજા માર્ગે જઈશું. શત્રુ જખ મારે છે."

"**અનહિલ** ! તારી સેવા અમૂલ્ય છે. હમણાં તો વનવન ભટકતો ભીખારી છું, પણ વખત આવશે ત્યારે તને નહિં ભૂલું."

× × × ×



એક હાથમાં તરવાર અને બીજા હાથમાં ઢાલ લઇને વનરાજ વીરનરની માફક ભીલની સાથે પટાબાજી ખેલે છે. [ પૃ. ૧૭ ]

**વી ર વ ન રા જ**

“બાપુ, બહુ માઠું થયું. શૂરપાળ મામા દેવલોક પામ્યા!”

“હેં!” વનરાજની રાડ ફાટી ગઈ. એનો આધાર—એનો ખરો મદદગાર—એના અંતરનો સગો સ્વામિભક્ત સામંત શૂરપાળ ગયો! હવે શું રહ્યું? નિરાશા, અંધકાર, નિર્ધનતા અને નિરાધારી!

: ૬ :

શૂરપાળ ગયો એટલે **વ**નરાજ હવે રાજ્ય મેળવવાનો મમત મૂકી દેશે એમ એના મળતિયાઓને લાગ્યું. પરંતુ એ શોક થોડો વખત ટક્યો. વીર **વ**નરાજનું દ્રઢ હૃદય એમ નાહિમત બની જાય તેવું નહોતું. પોતાના પિતાનું રાજ્ય મેળવ્યા વિના એને જંપ વળે તેમ નહોતું. એણે બમણા જોરથી લુંટફાટ કરવા માંડી.

× × × ×

“બાપુ, ખરો મોકો આવ્યો છે, સોના મહોરોના ચરૂના ચરૂ અને જાતવાન ઘોડાની હારોની હારો હાલી જાય છે. હિંમ્મત હોય તો હાલો હમણાંજ. આખી ઉમરમાં આવો લાગ નહિં મળે!” **અ**નહિલ ભરવાડે બાતમી આપી.

**વ**નરાજનું હૈયું હર્ષથી ઉછળ્યું. પૈસા અને ઘોડા ! રાજ્ય મેળવવા માટે આ બે વસ્તુની તો ખાસ જરૂર. પોતાના તમામ મળતિઆને સાથે લઈને તે **અ**નહિલ સાથે ઉપડયો.

તપાસ કરતાં તેને જણાયું કે **ભૂ**વડે ગુજરાતની ઉપજ ખાવાનું પોતાની કુંવરી **મી**નળદેવીને સોંપ્યું હતું તે કુંવરીની વતી વ્યવસ્થા કરવા માટે નિમવામાં આવેલા સરદારો અઢળક દ્રવ્ય અને સોરઠના અસંખ્ય જાતવાન ઘોડાં લઈને કલ્યાણ તરફ જાય છે. લાગ જોઈને તેણે એક સાંકડા માર્ગમાં તેમને ભીંસ્યા.

સત્તાના મદમાં બેફામ બનેલા ભૂવડના માણસોએ આવા હુમલાની આશા રાખી ન્હોતી. મહામહેનતે મેળવેલા દ્રવ્ય અને ઘોડાનું રક્ષણ કરવા તેઓએ બહુ ફાંફાં માર્યા, પરંતુ વનવગડામાં રહેનાર ખડતલ ભીલો અને સિંહ સમા શૂરા **વ**નરાજ સામે કોઈનું કંઈ ચાલ્યું નહિ. જીવ બચાવવા તેઓ ત્યાંથી નાસી છુટયા. તેમની સાથેની ૨૪ લાખ સોનામહોર અને ચાર હજાર તેજી ઘોડા* **વ**નરાજના હાથમાં આવ્યા, અને એ વસ્તુઓનો તે માલિક બન્યો.

---

* કોઈ એક લાખ રૂપાનાણું, કોઈ એક લાખ કોરી અને કોઈ ૪૦૦ ઘોડાં કહે છે.

## : ૭ :

આજ સુધી કોઈ પણ પ્રકારનું રાજચિહ્ન તેની પાસે નહોતું, તેથી આ વસ્તુઓ મળતાં તેના પગમાં જોર આવ્યું. તેણે પોતાનું રાજત્વ સિદ્ધ કરવા માટે સરસ્વતી નદીને તીરે એક ભવ્ય નગર બંધાવવા માંડ્યું.

નગર બંધાવતી વખતે પોતાના દુઃખના સમયમાં મદદ કરનાર ભરવાડ **અણહિલ**નું નામ અમર કરવાનો તેને વિચાર આવ્યો. તે ભરવાડના નામ ઉપરથી તેણે એ નગરનું નામ **અણહિલપુર** (અણહિલપુર પાટણ) પાડ્યું.

સંવત્ ૮૦૨ માં તેણે આ નગર બંધાવ્યું, અને એજ વર્ષમાં મહાવદ ૭ ને શનીવારના ત્રીજે પહોરે **વન**રાજની આણ વર્તાઈ.

રાજ્યાભિષેકની ધામધુમ ચાલી, અને **વન**રાજને પોતાની ધર્મની બ્હેન **શ્રીદેવી** યાદ આવી. તેનું માન વધારવા માટે તેણે **શ્રીદેવી** પાસે રાજતિલક કરાવવાનો નિર્ધાર કર્યો.



વનરાજ ભીલની સાથે મલ્લકુસ્તી કરે છે. [ પૃ. ૧૮ ]

વીર વનરાજ

કચેરી ભરાઇ. વનરાજ ભભકાદાર સિંહાસન ઉપર બેઠો, બંને બાજુ હાથમાં સોનાની છડી લઇને ઉભા રહેલા છડીદારોએ 'વનરાજની જય' પોકારી અને દરબારીઓએ ઉભા થઈને રાજાને માન આપ્યું.

શ્રીદેવી કંકાવટી લઇને કચેરીમાં આવી.

**શ્રીદેવીએ વનરાજને રાજતિલક કર્યું,*** કુમ-કુમ અક્ષતથી તેને વધાવીને તેના ઓવારણાં લીધાં, અને પોતાના ધર્મના ભાઈની હમેશાં ચડતી કળા થાય તેવા આશીર્વાદ આપ્યા.

વનરાજે પણ પોતાના ધર્મની બહેને કરેલા ઉપકારનો બદલો વાળવાનું ચૂકયો નહિં. તેણે શ્રી-દેવીને કાપડા તરીકે સાત ગામ અને પુષ્કળ ધનની ભેટ આપી.

રાજા થયા એટલે દિવાન પણ જોઈયે. 'વા-ણિયો દિવાન હોત તો રાવણનું રાજ ન જાત' એ કહે-વત તેને યાદ આવી. એને કયાં શોધવા જવું પડે તેમ હતું? ચાંપા જેવો વીર ધીર ગંભીર તથા બુદ્ધિ-શાળી વાણિયો પોતાની સાથેજ હતો. તેણે કરેલી મદદની કદર કરવા માટે વનરાજે ચાંપાને પોતાનો પ્રધાન બનાવ્યો.

---

* જુઓ પહેલું ચિત્ર.

અને પોતાને બાલ્યાવસ્થામાં રક્ષણ આપનાર શીલગુણસૂરિ ? તેને તથા પોતાની માતાને તેણે આદરપૂર્વક બોલાવ્યા. યતિના સન્માનાર્થે તેણે 'પંચાસર પારસનાથ ' ની પ્રતિષ્ઠા કરી. પોતાની માતાને રાજ્યમાતાને ઘટે તેવી સગવડો આપીને તેણે તેના તરફની પોતાની પૂજ્ય બુદ્ધિ પ્રદર્શિત કરી.

પોતાના બાહુબળથી વનરાજે રાજ્યનો વિસ્તાર કર્યો, પ્રેમપૂર્વક પ્રજાનું પાલન કર્યું, અને કુશળ રાજા તરીકે નામના મેળવી.

ચાવડાવંશનો આ કુળદીપક ૬૦ વર્ષ સુધી રાજ્ય કરીને સંવત્ ૮૬૨ (ઇ. સ. ૮૦૬) માં દેવલોક પામ્યો. એનું નામ આજે પણ વીર નર તરીકે વખણાય છે, અને ઇતિહાસમાં અમર બનવા પામ્યું છે. ધન્ય વીર વનરાજ !



બાળકો પણ હોંસથી વાંચે તેવી
વીર રસથી ભરપૂર વાતોનો સંગ્રહ

# વીરની વાતો—ભાગ ૧, ૨, ૩

સંખ્યાબંધ સુંદર ચિત્રો સાથે. કિં. દરેકના રૂ. અઢી.

× × × ×

શૂરવીર સ્ત્રીઓની પરાક્રમ કથાઓનો સચિત્ર સંગ્રહ—
હમણાંજ પ્રગટ થયો છે :—

# વીરાંગનાની વાતો

વીરરસથી ભરપુર વાતોના ૩૦૮ પૃષ્ઠ, ત્રીરંગી, બેરંગી અને વિવિધ રંગી કુલ ૮૦ ચિત્રો, પાકા પુંઠા, ત્રિરંગી રેપર અને અનુપમ રૂપરંગ સાથે. કિં. રૂ. અઢી.

× × × ×

લાખ લાખ રૂપીયાની—બુદ્ધિને ખીલવે તેવી—જ્ઞાન સાથે ગમ્મત આપનારી વાતોનો સચિત્ર સંગ્રહઃ—

## કાઠિયાવાડની દંતકથાઓ—કિં. રૂ. બે.

× × × ×

પ્રેમનો અલૌકિક પ્રભાવ દર્શાવતી રસમય સચિત્ર ઐતિહાસિક
નવલકથાઃ— **પ્રેમપ્રભાવ**—કિં. રૂ. અઢી.

લખોઃ—**ટી. પી. અડાલજા,** કોઠી પાસે, **વડોદરા.**
[ **મુંબઇમાં—આર. આર. શેઠની કું.** પ્રીન્સેસ સ્ટ્રીટ ]

૫

લોકપ્રિય

# પુસ્તકો:

1. વીરની વાતો–૧, ૨, ૩.
2. વીરાંગનાની વાતો.
3. પ્રેમ પ્રભાવ.
4. હાથવણાટ–૧, ૨.
5. કાઠિયાવાડની દંતકથાઓ.

## ટી. પી. અડાલજા,

કોઠી પાસે, વડોદરા.

---

આર. આર. શેઠની કુંપની,
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.